# બ્રાહ્મણ - ક્ષત્રિય એક ધરી બને તો સમાજમાં વિચારક્રાંતિ સર્જાય

## ■ બ્રાહ્મણોનો રાજકીય ઉપયોગ બંધ કરાવવાનો ભુજમાં રણટંકાર

ભુજ, તા. ૨૦

બ્રાહ્મણોએ દેશમાં અનેક ક્ષેત્રે ક્રાંતિ આણી છે અને સત્તા પલટા લાવી દીધા છે, ત્યારે વર્તમાન બંધારણ વ્યવસ્થાથી બ્રાહ્મણ મંડળો, બ્રાહ્મણ સમાજને ભારોભાર અન્યાય અને અસંતોષ છે અને નવું ક્ષત્રિય રાજાઓનું પરિમાણ સક્રિય કરવા પણ આયોજન કરવું પડે તેવી જરૂરિયાત ઉભી થઈ છે, તે જોતાં છેલ્લા છ દાયકાથી અસ્તિત્વ માટે ઝઝૂમતા બ્રાહ્મણ-ક્ષત્રિય સમાજની એક ધરી બને તો સમાજમાં વિચારક્રાંતિ સર્જાય તેમ હોવાનું બ્રહ્મચિંતનની મથામણ કરતા સુરતના અવિનાશ પંડ્યાએ ભુજ ખાતે યોજાયેલી એક પત્રકાર પરિષદમાં પોતાના વિચારો પ્રગટ કર્યા હતા.

રાજ્યના બ્રહ્મસમાજના અગ્રણી અવિનાશ પંડ્યાએ ચિંતા વ્યક્ત કરતા જણાવ્યું હતું કે, સાંપ્રત સમયમાં શિક્ષણક્ષેત્રે અંધાધૂંધી જોવા મળી રહી છે. દેશની ત્રણ લાખ જેટલી બ્રહ્મ શાળાઓને તાળાં લગાવી દીધા છે જે બાબત ખતરાની ઘંટી સમાન છે, જેને લઈ સંસ્કૃત પાઠશાળાનું મહત્ત્વ પણ ઘટતું જતું જોવા મળી રહ્યું છે. આ ભારતી ગૌરવ પરંપરા જાળવવા અંગે માત્ર વાતો જ નં કરી ઋષિ મુનિઓની જે પરંપરા હતી એને અનુસરવા બ્રહ્મસમાજે જાગૃત થવું પડશે. તેમણે આ તબક્કે



બ્રાહ્મણોના વિરૂદ્ધના પ્રચાર - ભ્રમનું ખંડન કેમ કરવું તેનુ ચિંતન કરવા ઉપર ભાર મૂક્યો હતો. રાજકીય સર્વેક્ષણ - લોકહિત સમર્પિત બ્રાહ્મણો ચૂંટણલક્ષી તૈયાર કરવા ઉપર ભાર મૂકી અત્યાર સુધી બ્રાહ્મણોનો રાજકીય ઉપયોગ જ કરાઈ રહ્યો હતો તે રાજકીય ઉપયોગ બંધ કરવાનો રણટંકાર કર્યો હતો. તેમણે ભાવિ પેઢીને જ્ઞાન સાથે સમૃદ્ધિ આપવા નવા ચારિત્ર્ય નિર્માણ કરવા ઉપર ભાર મૂક્યો હતો, તે માટે સમસ્ત બ્રહ્મસમાજે આગળ આવવું જોઈએ. આજની આ બેઠકમાં કચ્છ બ્રહ્મસમાજના જયપ્રકાશ ગોર, સતિષ સોમપુરા, મંજુલાબેન ઉપાધ્યાય, પ્રકાશભાઈ, શૈલેશ જોષી, સુરેશ જોષી ઉપસ્થિત રહ્યા હતા.